શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રન્થમાળા ગ્રન્થાંક-૪૯

શ્રી મહાવીર જિનેન્દ્રાય નમઃ

શ્રી મણિબુધ્ધ્યાણંદહર્ષકર્પૂર-અમૃતસૂરિ-
ગુરુભ્યો નમઃ

શ્રી

# કલ્પસૂત્ર પૂજા વ્યાખ્યાન

લેખક

તપોનિધિ શાસનપ્રભાવક પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્
વિજયકર્પૂરસૂરીશ્વરજી મહારાજાના પટ્ટાલંકાર
કવિરત્ન હાલારદેશોદ્ધારક પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્
વિજયઅમૃતસૂરીશ્વરજી મહારાજાના શિષ્યરત્ન

મુનિશ્રી જિનેન્દ્રવિજયજી



પ્રકાશિકા

શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રન્થમાળા

લાખાબાવળ. વાયા જામનગર (હાલાર) સૌરાષ્ટ્ર

પ્રકાશિકા :
શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રન્થમાળા
લાખાબાવળ ( જામનગર ) ગુજરાત

| વીર સંવત | વિક્રમ સંવત | સને | પ્રથમાવૃત્તિ |
| --- | --- | --- | --- |
| ૨૪૯૧ | ૨૦૨૧ | ૧૯૬૫ | નકલ ૧૫૦૦ |

મૂલ્ય રૂા. ૩-૫૦ ન. પૈ.

— પ્રાપ્તિસ્થાન —

* શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રન્થમાળા લાખાબાવળ
* મહેતા મગનલાલ ચત્રભુજ શાકમારકેટ સામે જામનગર
* શ્રી મહાવીર જૈન ઉપકરણ ભંડાર
પોસ્ટ ઓફિસ સામે, પાલીતાણા

મુદ્રક :
મણિલાલ છગનલાલ શાહ,
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા રોડ : અમદાવાદ.



# પ્રસ્તાવના

चिरसंचिअपावपणासणीइ भवसयसहस्समहणीए ।
चउवीसजिणविणिग्गयकहाइ वोलन्तु मे दिअहा ॥

પૂર્વ સચિત પાપોનો નાશ કરનારી, લાખો ભવોનો અત કરનારી, ઉપલક્ષણથી અનતભવોનો અત કરનારી, એવી શ્રી ચોવીશ જિનેશ્વર દેવોની કથાઓ કરવા વડે અર્થાત્ જિનેશ્વર દેવના નામ સ્મરણ, ગુણ-ગાન અને ચરિત્ર વર્ણન આદિ વડે મારા દિવસો પસાર થાઓ

શ્રી શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્રમા શ્રી જિનેશ્વર દેવોની કથાઓના મહિમાનુ ઉપર મુજબ વર્ણન કર્યુ છે શ્રી જિનેશ્વર દેવોના ચરિત્ર આદિ પાપને નાશ કરનાર અને સુખને દેનાર છે

શ્રી કલ્પસૂત્રમા શ્રી જિનેશ્વર દેવોના ચરિત્રો, ગણધર આદિની પટ્ટાવલી અને ચારિત્ર ધર્મનુ વર્ણન છે શ્રી જૈન શાસનની કલ્યાણકારી પ્રણાલિકા અનુસાર પૂજ્ય મુનિવરો પર્યુષણમા એ શ્રી કલ્પસૂત્રનુ વ્યાખ્યાન આપે છે

શ્રી કલ્પસૂત્રના અધિકારી વિધિ મુજબ યોગ સાધના કરનાર પૂજ્ય મુનિરાજો છે એટલે જ્યા જ્યા તેઓશ્રીના ચાતુર્માસ થયા હોય ત્યા તેઓશ્રીના શ્રીમુખે એ શાસ્ત્રશિરોમણિ પરમ પવિત્ર શ્રી કલ્પસૂત્રનુ શ્રવણ કરવાનુ સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે પરતુ બધા ક્ષેત્રોમા પૂજ્ય

મુનિરાજોનો યોગ પ્રાપ્ત થઈ શકે એટલા પૂજ્ય મુનિરાજોની સંખ્યા પણ નથી. બલ્કે અનેકાનેક ક્ષેત્રોને પૂજ્યોના પવિત્ર ચાતુર્માસ કરાવવાનું સદ્‌ભાગ્ય મલતું નથી. આથી પર્વાધિરાજ શ્રી પર્યુષણ મહાપર્વની આરાધના કરવામાં જે પ્રેરણા અને આલંબન મળવાં જોઈએ તે પૂજ્ય ગુરુદેવોના અભાવથી મળતાં નથી, એથી એ ક્ષેત્રો સર્વથા આરાધનાથી વંચિત ન રહે અને યથાશક્ય આરાધના કરી શકે એ શ્રી પર્યુષણના વાચન માટે ઉપયોગી થાય એ આશયથી આ શ્રી કલ્પસૂત્ર પૂજા વ્યાખ્યાન લખવાનો પ્રયત્ન કર્યો છે.

પરમ ઉપકારી પૂજ્ય ગુરુદેવ આચાર્યદેવશ્રીએ અનેક પૂજાઓની રચના કરી છે તેમાં પર્યુષણપર્વ પ્રસંગે ભણાવી શકાય તે માટે 'શ્રી કલ્પસૂત્ર પૂજા'ની રચના કરી છે. ભાવવાહી પૂજા ઉપર, શ્રી કલ્પસૂત્ર તેમજ શ્રી કલ્પસૂત્ર સુબોધિકા આદિના આધારે વિસ્તારથી વિવેચન કરીને આ ગ્રંથ તેઓશ્રીની પુનીત પ્રેરણા પામી, તેઓશ્રીની પવિત્ર નિશ્રામાં તૈયાર કર્યો છે.

આ ગ્રન્થ યોગવહન નહિ કરેલા યા સંસ્કૃત ભાષાનો અભ્યાસ ન હોય તેવા: મુનિરાજો તેમજ સાધ્વીજીઓ તેમજ શ્રાવક શ્રાવિકા એમ શ્રી ચતુર્વિધ સંઘને ઉપયોગી થશે. અને પર્વાધિરાજ શ્રી પર્યુષણ પર્વમાં વાંચી પર્વારાધન કરી શકશે.

શ્રી જૈન શાસનની મર્યાદા મુજબ વ્યાખ્યાન આપી શકાય. શ્રી મુનિરાજો શ્રી ચતુર્વિધ સંઘ સમક્ષ વાંચી શકે. શ્રી સાધ્વીજીઓ શ્રી સાધ્વી તેમજ શ્રી શ્રાવિકાના સમુદાય સમક્ષ વાંચી શકે, શ્રી શ્રાવકો શ્રી શ્રાવક–શ્રાવિકાના સમુદાય સમક્ષ વાંચી શકે અને શ્રી શ્રાવિકાઓ શ્રી શ્રાવિકાના સમુદાય સમક્ષ વાંચી શકે. અને એ રીતે કરનારા આરાધના કરવા સાથે વિરાધના અને અનર્થથી બચી શકે.

શ્રી કલ્પસૂત્ર મહાશાસ્ત્રના શ્રવણની પ્રાપ્તિથી આજે આબાલ–

પ પૂ તપોનિધિ સ્વર્ગીય આચાર્યદેવ

શ્રીમદ્ વિજયકર્પૂરસૂરીશ્વરજી મહારાજના પટ્ટાલંકાર

પ્રકૃષ્ટવક્તા, હાલારદેશોદ્ધારક, કવિરત્ન



પૂ. આ. શ્રી વિજયઅમૃતસૂરીશ્વરજી મહારાજ

# સમર્પણ

પરમ પૂજ્ય પરમશાસનપ્રભાવક, તપોનિધિ પરમગુરુદેવ આચાર્યદેવ શ્રીમદ્ વિજયકર્પૂરસૂરીશ્વરજી મહારાજ સાહેબના પટ્ટપ્રભાવક, પ્રૌઢ વક્તા કવિરત્ન, બાલ-દીક્ષોદ્ધારક પરમ ઉપકારી ગુરુદેવ આચાર્યદેવ શ્રીમદ્ વિજયઅમૃતસૂરીશ્વરજી મહારાજ સાહેબને,

તેઓશ્રીએ રચેલ કલ્પસૂત્ર–પૂજાના વ્યાખ્યાનરૂપે આ ગ્રન્થ સંપાદન કરી, તેઓશ્રીના અવર્ણનીય પરમ ઉપકારની સ્મૃતિ સાથે,

સાદર સમર્પણ કરું છું.

—જિનેન્દ્રવિજય

ગોપાલમા પ્રભુ મહાવીર દેવ આદિ શ્રી જિનેશ્વર દેવો આદિના ચરિત્રો નો થોડો ઝાઝો ખ્યાલ હોય છે અને દર વર્ષે એ સાભળવા મળવાથી જ્ઞાન ન હોય તો થાય અને હોય તો દ્રઢ થાય ઉપરાંત શ્રવણ કરવાથી મહાન કર્મની નિર્જરા પણ થાય છે

કેટલાક સુધારકો તેમજ આધુનિક લેખકો શ્રી તીર્થંકર દેવોના ચરિત્રો આદિમા મનઘડત કલ્પનાઓ રજુ કરે છે પ્રભુ મહાવીર દેવના ચરિત્ર આદિ અગે એવી અનેક વાતો તેમના તરફથી કોઈપણ શાસ્ત્રના આધાર વિના વહેતી મૂકાય છે જો કે પૂજ્ય ગુરુદેવો આદિ અવસરે એ અસત્યનો સ્ફોટ કરી શ્રી સઘને સત્ય સમજાવે છે એ સાથે શ્રી કલ્પસૂત્રના શ્રવણથી સત્ય ચરિત્રોનો પણ ખ્યાલ આવે છે

પર્યુષણના પવિત્ર દિવસોમા શ્રી અઠ્ઠાઈ વ્યાખ્યાન તેમજ શ્રી કલ્પસૂત્રના વ્યાખ્યાન સાભળવાને બદલે સુધારકો વ્યાખ્યાન શ્રેણીઓ ગોઠવે છે એ પ્રવૃત્તિ શાસ્ત્ર વિરુદ્ધ હોવા સાથે ધર્મ આરાધનાથી શ્રોતાઓને દૂર રાખનાર અને અયોગ્ય પ્રવૃત્તિ છે એ વ્યાખ્યાનમાળાઓમા શ્રી જૈન શાસ્ત્રના જ્ઞાનને નહિ પામેલા, એવા જાહેર નેતાઓ, કાર્યકરો, લેખકો અને પ્રોફેસરો ભાષણ કરે છે અને પવિત્ર દિવસોમા ધર્મને નામે જ ધર્મવિરુદ્ધ જૈનશાસ્ત્ર વિરુદ્ધ અનેક વાતો કહેવામા આવે છે આ બધુ અયોગ્ય છે, અનિચ્છનીય છે

પવિત્ર કલ્પસૂત્ર શાસ્ત્રના ૨૧ વાર શ્રવણથી ભવ્યાત્માઓ સાત આઠ ભવમા મોક્ષે જાય છે શક્ય પૂજા પ્રભાવના આદિમા તત્પર રહી શ્રવણ કરવુ જોઈએ આવા પવિત્ર શાસ્ત્ર શ્રવણનુ જે મહાન સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયુ છે તેને પ્રમાદથી ગુમાવી દેવામા ન આવે એજ ભવ્યાત્માઓને ભલામણ

સવત્સરીના દિવસે વ્યાખ્યાનમા વાચી શકાય એ માટે 'શ્રી કલ્પસૂત્ર પૂજા' છેલ્લે આપી છે

આ ગ્રન્થ તૈયાર કરવામાં પ્રેરણા અને માર્ગદર્શન પરમ ઉપકારી ગુરુદેવશ્રી તરફથી મળેલા હોવાથી તેઓશ્રીના પરમ ઉપકારનું સ્મરણ કરી આભાર સાથે કોટિકોટિ વંદન કરું છું.

ઉદાર પુણ્યશાળીઓ તરફથી સહકાર પ્રાપ્ત થયો છે તે અનુમોદનીય છે. શ્રી નવપ્રભાત પ્રેસના માલિક શ્રી મણિલાલભાઈની કાળજી ખાસ નોંધપાત્ર છે.

વીર સં. ૨૪૯૧,
સં. ૨૦૨૧, પોષ સુદ ૨
મંગળવાર
તપાગચ્છ જૈન ઉપાશ્રય
**લીંબડી** (સૌરાષ્ટ્ર)

હાલારદેશોદ્ધારક કવિરત્ન
પૂજ્ય આચાર્યદેવશ્રી
વિજયઅમૃતસૂરિવરવિનેય
મુનિ જિનેન્દ્રવિજય

## શુભ સહકાર

| રકમ | શુભ નામ | |
|---|---|---|
| ૨૫૦) | શ્રી સંવેગી જૈન ઉપાશ્રય | વઢવાણ શહેર. |
| ૨૨૫) | શેઠ આણંદજી કલ્યાણજી પેઢી | લીંબડી |
| ૭૫) | શ્રી લાલચંદજી જૈન ઉપાશ્રય હ. ટ્રસ્ટી શાહ ચંપકલાલ મણિલાલ | વઢવાણ શહેર. |
| ૫૧) | સુખડીયા અમૃતલાલ ગોરધનદાસ હ. ગુલાબબેન, સિદ્ધગિરિ ચાતુર્માસ તથા પ્રભુ પ્રવેશ નિમિત્તે | પોરબંદર |
| ૫૧) | શાહ ઉમેદચંદ ભુરાભાઈ | અમદાવાદ |
| ૩૦) | શ્રી જૈન સંઘ, | ધનીયાવાડા |
| ૨૫) | શાહ ભેરુદાનજી ચંપાલાલજી કોઠારી, | બિકાનેર |
| ૨૫) | શાહ મનસુખલાલ માધવદાસ હ. લીલાવંતીબેન | પોરબંદર |

# બે બોલ

શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રન્થમાલા તરફથી શ્રી વીતરાગ શાસનની શ્રદ્ધા અને સંસ્કાર માટે ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ થતા રહે છે અને એનો પ્રચાર પણ સારા પ્રમાણમા થયો છે છેલ્લે છેલ્લે નારકી ચિત્રાવલીઓ તેમજ સત્કર્મ ચિત્રાવલી પ્રસિદ્ધ થઈ અને તે શ્રી જૈન સંઘનુ અનેરુ આકર્ષણ અને અગત્યના ધર્મબોધના સાધન તરીકે બની રહી છે

આ "શ્રી કલ્પસૂત્ર પૂજા વ્યાખ્યાન" હાલારદેશોદ્ધારક કવિરત્ન પૂજ્યપાદ ગુરુદેવ આચાર્યદેવ શ્રી વિજયઅમૃતસૂરીશ્વરજી મહારાજના શિષ્યરત્ન પૂ મુનિરાજશ્રી જિનેન્દ્રવિજયજી મહારાજે તૈયાર કરેલ છે પર્યુષણ મહાપર્વના વાચન તરીકે ઉપયોગી હોવાથી આ પુસ્તક પણ શ્રી સઘમા આદર પામવા સાથે ઉપયોગી થશે

આ પુસ્તકમા શુભ સહકાર આપનાર ભાગ્યશાળીઓનો આભાર માનવા સાથે તેઓ આ રીતે સુકૃત કરતા રહે તેમ અભિલાષા સેવીએ છીએ

આ ઉપયોગી ગ્રન્થ શ્રી સઘને પર્યુષણની આરાધનામા સહાયક બને એજ અભિલાષા

લી૦

મહેતા મગનલાલ ચત્રભુજ

શાહ કાનજી હીરજી મોદી

વ્યવસ્થાપકો શ્રી હર્ષપુષ્પામૃત જૈન ગ્રન્થમાલા

# અનુક્રમણિકા


| વ્યાખ્યાન નંબર | ( પેજ સંખ્યા ) | પેજ નં. |
|---|---|---|
| ૧ | ( ૨૯ ) | ૧ |
| ૨ | ( ૨૯ ) | ૩૦ |
| ૩ | ( ૧૫ ) | ૫૯ |
| ૪ | ( ૨૫ ) | ૭૪ |
| ૫ | ( ૨૧ ) | ૯૯ |
| ૬ | ( ૬૧ ) | ૧૨૦ |
| ૭ | ( ૩૧ ) | ૧૮૧ |
| ૮ | ( ૩૪ ) | ૨૧૨ |
| ૯ | ( ૨૯ ) | ૨૪૬ |
| * શ્રી કલ્પસૂત્ર પૂજન | | ૩૨૮ |
| * પર્યુષણ ગીત-ગુણ-મંજરી | | ૩૪૬ |
| * રેખા ચિત્રો-૨૭ | | |
| * ત્રિરંગી ચિત્રો-પેજ ૪ સંખ્યા ૨૩ | | |


---

## સુખપૃષ્ઠ ચિત્ર પરિચય

શ્રી પર્વાધિરાજના પાંચ કર્તવ્યમાંથી બીજું કર્તવ્ય સાધર્મિક ભક્તિના આરાધનમાં સાધર્મિકને જમાડી, તિલક કરી સન્માન કરી પહેરામણી કરે છે.

# શ્રી પર્યુષણા પર્વાધિરાજના કર્તવ્યો




(૧) જગદ્ગુરુ શ્રી હીરસૂરીશ્વરજીનો અકબર બાદશાહને પ્રતિબોધ, અમારિ પ્રવર્તન (૨) સાધર્મિક ભક્તિ તથા પહેરામણી (૩) મૃગાવતીને ક્ષમાપનાથી કેવલ બાદ ચંદનબાળાને ક્ષમાપનાથી કેવલ (૪) નાગકેતુના અઠ્ઠમપ્રભાવે ધરણેન્દ્ર આગમન અને ધનરક્ષા, રાજા નમે છે (૫) સકલ સંઘ સાથે ચૈત્યપરિપાટી

# શ્રી કલ્પસૂત્ર-પૂજા-વ્યાખ્યાન

## પ્રથમ વ્યાખ્યાન

—મંગલાચરણ—

નમો અરિહંતાણં
નમો સિધ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચનમુક્કારો
સવ્વ—પાવ—પ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં
પઢમં હવઈ મંગલં ॥

(ઈન્દ્રવજ્રા ૭૬)

નાભેય તીર્થે જિન વીર તીર્થે,
આચાર છે પર્યુષણા ભલેરો;
વીરે તથા મંગલ કલ્પસૂત્ર,
સ્તવ્યા જિનેન્દ્રો ગણિ ને ચરિત્ર.

## ॥ વ્યાખ્યાન પીઠિકા ॥

શ્રી જિનશાસન વંદીએ, ત્રણ જગત હિતકાર;
તારક શ્રી ત્રિભુવનપતિ, તીર્થંકર જયકાર...૧

ચોવીશે જિનવર નમું, નમું સર્વ ગણધાર;
સર્વ સાધુ સાધુ નમું, શિવસુખના દાતાર...૨

તપોમૂર્તિ કર્પૂરસૂરિ, નમું અમૃત ગુરુરાજ;
પૂજતાં પૂજ્યવર્ગને, સાંપડે શાશ્વતરાજ....૩

ઉત્તમ પર્વ તે જાણીએ, પર્યુષણા મનોહાર;
કરતાં સેવના તેહની, ઉતરીયે ભવપાર ..૪

કર્તવ્ય પંચક સેવીએ, અમારી પ્રવર્તન સાર;
ભક્તિ સાધર્મિક તણી, ક્ષમાપના શિવકાર....૫

અઠ્ઠમ તણી તપશ્ચર્યા, સર્વજિનચૈત્યે જુહાર;
એ કર્તવ્યો સેવીને, પામો ભવજલ પાર....૬

વાર્ષિક પ્રતિક્રમણ કરવું, કલ્પસૂત્ર સરદાર;
સુણો પૂજો સૂત્રને, કરવા સફળ અવતાર....૭

અમૃતસૂરિ ગુરુદેવે રચી, પૂજા કલ્પસૂત્ર સાર;
કરું વિવેચન ભાવથી, અલ્પમતિ અનુસાર....૮

કલ્પસૂત્ર વાંચે મુનિ, યોગવહન કરનાર;
અન્યને એ વાંચવા, નહિ આગમ અધિકાર....૯

અન્ય માટે એ કારણે, પર્વ વાંચનને કાજ;
સરળ આ વિવેચન લખું, આરાધવા પર્વાધિરાજ....૧૦

કોઈ પણ કાર્યનો આરંભ કરતાં મંગલાચરણ કરવુ જોઈએ. મંગલાચરણમા દેવ ગુરુ આદિને નમસ્કાર કરાય છે એ દેવ ગુરુ આદિના સ્મરણ અને નમન રૂપ મંગલાચરણથી ગ્રન્થની રચના કરતા કોઈ વિઘ્ન આવે તો ટળી જાય છે અને ગ્રન્થની સમાપ્તિ થાય છે

અહિ શ્રી કલ્પસૂત્ર મહાસૂત્રની પૂજાની રચના કરતા, પૂજાકાર ગુરૂદેવ આચાર્યદેવ શ્રીમદ્ વિજયઅમૃતસૂરીશ્વરજી મહારાજા મંગલાચરણ કરે છે અને પૂજાની પીઠીકા બાંધે છે

## પૂજાની પીઠીકાનું વિવેચન

હે ભવ્ય પ્રાણીઓ ! ત્રણ લોકના સ્વામી, શ્રી વીતરાગ પરમાત્માનુ, મન વચન અને કાયા એ ત્રણ યોગ વડે, રાત દિવસ ધ્યાન કરીએ ૧ વળી પરમ પૂજ્ય ચરમ તીર્થપતિ શ્રી મહાવીરસ્વામીને તથા તેમના પ્રથમ ગણધર અનેકલબ્ધિના નિધાન પૂજ્યશ્રી ગૌતમસ્વામી ભગવાનને ભાવપૂર્વક નમીએ જેથી આત્માને કેવલજ્ઞાન પ્રગટ થાય છે ૨ કલિકાલે કલ્પવૃક્ષ સમાન શાસન પ્રભાવક પૂ આચાર્ય ભગવાન શ્રીમદ્ વિજયસિધ્ધિસૂરીશ્વરજી મહારાજ તથા પૂજ્ય સિધ્ધાન્તમહોદધિ આચાર્ય ભગવાન શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજના પ્રથમ પટ્ટાલંકારપ્રવચન પ્રભાવક વ્યાખ્યાન વાચસ્પતિ પૂજ્ય આચાર્ય ભગવાન શ્રીમદ્ વિજયરામચન્દ્ર સૂરીશ્વરજી મહારાજા, એ ઉભય શાસનનેતાને નમસ્કાર કરતા આત્માના કાર્ય સફળ થાય છે ૩. ઉગ્ર તપ કારક પંચમપ્રભાવક પૂજ્ય આચાર્ય ભગવાન, સદ્ગુરુદેવ શ્રીમદ્

વિજયકર્પૂરસૂરીશ્વરજી મહારાજા તથા જ્ઞાનદાતા સરસ્વતી-દેવીનું સ્મરણ કરતાં સઘળાં પાપ નાશ પામે છે. ૪. એ રીતે નમસ્કાર કરીને, જ્ઞાનનો પ્રકાશ કરવા શ્રી કલ્પસૂત્રની પૂજા રચું છું. ભકિતભાવે પૂજા કરતાં, ચીકણાં કર્મનો પણ નાશ થઈ જાય છે. ૫, જલ, ચંદન, પુષ્પ ધૂપ, દીપ, અક્ષત નૈવેદ્ય ફલ એમ આઠ પ્રકારે પૂજન કરતાં સંસાર તરી જવાય. ૫. અથવા કલ્પસૂત્ર જ્ઞાન રૂપે છે તેનું વાસક્ષેપ, દ્રવ્ય(નાણું), પુષ્પ, ધૂપ, દીપ અક્ષત નૈવેદ્ય અને ફળ એમ આઠ પ્રકારે—પૂજન કરવું જેથી કેવલજ્ઞાન પ્રગટે. ૭. દશ દ્રષ્ટાંતે દુર્લભ મનુષ્ય ભવ પામીને આત્મા ઉત્તમ પ્રકારે ભકિત કરે તો એનો આ અવતાર સફલ છે એમ ગુરૂદેવ વિજયકર્પૂરસૂરિવરના શિષ્ય શ્રી અમૃતસૂરિજી કહે છે. ૮.

## ❊ પ્રથમ પૂજાનું વ્યાખ્યાન ❊

સર્વશાસ્ત્ર શિરોમણિ કલ્પસૂત્ર સુખદાય;
દેવોમાં અરિહંત જેમ, પૂજતાં શિવસુખ થાય ॥૧॥

**દુહાનું વિવેચન**—શ્રી કલ્પસૂત્ર સર્વશાસ્ત્ર શિરોમણિ છે, સુખને દેનારું છે. દેવોમાં જેમ અરિહંત છે તેમ કલ્પસૂત્ર શાસ્ત્રમાં શ્રેષ્ઠ છે. તેને પૂજતાં મોક્ષ સુખ પ્રાપ્ત થાય છે. ॥૧॥

પર્યુષણ સર્વ પર્વોમાં શિરોમણિ છે દેવોમાં ઇન્દ્ર તારામાં ચન્દ્ર, ન્યાયવાનમાં રામ અને રૂપવાનમાં કામ, રૂપવંતી સ્ત્રીમાં રંભા અને વાજિંત્રમાં ભમ્ભા, હાથીઓમાં

ઐરાવણ અને સાહસિકોમા રાવણ, બુદ્ધિમાનમા અભય અને તીર્થોમાં શત્રુંજય, ગુણમાં વિનય અને ધનુર્ધારીમા ધનજંય (અર્જુન), મંત્રોમા શ્રી નવકાર અને વૃક્ષોમાં સહકાર (આંબો), દાનમા અભયદાન ને જ્ઞાનમા કેવલજ્ઞાન, વ્રતમા બ્રહ્મચર્ય અને ગ્રહમા સૂર્ય, જેમ પ્રધાન છે એમ પર્યુષણ પર્વ સર્વ પર્વોમાં પ્રધાન છે. એ પર્યુષણ પર્વમા કલ્પસૂત્રનુ સદ્ગુરુ મુખેઅવશ્ય શ્રવણકરવુ કારણકે કલ્પસૂત્ર સર્વશાસ્ત્રોમા પ્રધાન છે જેના શ્રવણથી મહામંગલની પ્રાપ્તિ થાય છે

ઢાળનુ વિવેચન–હે ભવ્ય પ્રાણીઓ ! શ્રી કલ્પસૂત્રને તમે પૂજો કેમકે જગતમા એના જેવો બીજો કોઈ સિદ્ધાંત નથી ૧ નવકલ્પ વિહારના ક્રમથી યોગ્ય ક્ષેત્રમા, હાલ પૂજ્ય ગુરૂદેવની આજ્ઞાથી ચાતુર્માસ રહેલ ક્ષેત્રમા, પર્યુષણમા, કલ્યાણને માટે, વીરપ્રભુથી ૯૯૩ વર્ષ આનંદપુર(વડનગર)માં સંઘસમક્ષ વંચાયુ ત્યારથી સાધુઓ શ્રી સંઘ સમક્ષ પાંચ દિવસમા નવ વ્યાખ્યાન વડે શ્રી કલ્પસૂત્ર વાચે છે. કલ્પસૂત્ર વાચવાનો અધિકાર કલ્પસૂત્રના યોગવહન કરનાર મુનિવર છે બીજાને નહિ ૧ કલ્પ શબ્દનો અર્થ આચાર છે એ આચારના દશ પ્રકાર છે તે આ પ્રમાણે છે

(૧) અચેલકપણુ–વસ્ત્રરહિતપણુ તુચ્છ વસ્ત્રપણુ, આદિ અને અંતિમ તીર્થંકર પ્રભુને સંયમ અવસરે ઇન્દ્રે આપેલ વસ્ત્ર ખમી ગયા પછી અચેલકપણું હતુ. બાકીના તીર્થંકરદેવોને સદા સચેલકપણું હતુ. બાવીસ તીર્થંકરદેવના અનુમાસ સાધુઓને બહુ મૂલ્ય અને વિવિધ વર્ણવાળાં વસ્ત્રોને

લઈ સચેલકપણું અને આદિઅંતિમતીર્થંકર દેવના સાધુઓને અલ્પમૂલ્ય અને જીર્ણપ્રાયઃ તુચ્છ વસ્ત્ર હોવાથી અચેલકપણું જાણવું. વસ્ત્ર હોવા છતાં દરજી પાસે જઈને કહે "ભાઈ વસ્ત્રો તૈયાર થયા છે! અમે તો નગ્ન ફરીએ છીએ" તથા નદી ઉતરતાં પોતડી પહેરીને ઉતરવા છતાં કહે કે અમે નગ્ન થઈને નદી ઉતર્યા. એ રીતે અચેલકપણું જાણવું.

(૨) ઉદ્દેશિક–સાધુ નિમિત્તે કરેલા અશનપાનખાદ્યસ્વાદ્ય વસ્ત્ર, પાત્ર, વસતિ વગેરે એક સાધુ આદિને આશ્રી કરાયેલું આદિઅંતિમ જિનના સાધુમાં સર્વને ન કલ્પે. બાવીસ જિનના સાધુઓમાં જેને આશ્રી કરાયેલ હોય તેને ન કલ્પે.

(૩) શય્યાતર–વસતિનો સ્વામી–તેના આહારાદિ બાર પ્રકારનો પિંડ સર્વ જિનના મુનિઓને કલ્પે નહિ. પરંતુ તૃણ માટી, રાખ, પાટીયા વિગેરે તેમજ દીક્ષાની ઇચ્છાવાળો ઉપધિએ સહિત શિષ્ય એટલા શય્યાતરના કલ્પે–કારણકે વગર કારણે શય્યાતરનો પિંડ લેવાથી લઘુતા આદિ દોષો આવે છે.

(૪) રાજપિંડ–આદિઅંતિમ જિનના મુનિઓને ન કલ્પે. બાવીશ જિનના મુનિઓને ઋજુપ્રાજ્ઞ હોવાથી કલ્પે,

(૫) વંદન–સર્વ જિનના મુનિઓને દીક્ષા પર્યાય પ્રમાણે કરવા જોઈએ. લાંબા કાળના દીક્ષિત સાધ્વી નવદીક્ષિત મુનિને પણ વંદન કરે. ધર્મમાં પુરુષનું પ્રધાનપણું છે,

(૬) વ્રત–બાવીશ જિનના સાધુઓને ચાર મહાવ્રત હતા. પરિગ્રહમાં સ્ત્રી પણ પરિગ્રહ છે એમ સમજી એનો

પરિગ્રહના ત્યાગમા ત્યાગ કરે છે, માટે ચાર મહાવ્રત. આદિ અ તિમ જિનના સાધુઓને તેવા જ્ઞાનનો અભાવ હોવાથી સ્ત્રી-ત્યાગનુ વ્રત જુદુ પાડવાથી પાચ મહાવ્રત છે

(૭) જયેષ્ઠ-વૃધ્ધલઘુવ્યવહાર, તે આદિઅ'તિમજિનનાં સાધુઓને વડીદીક્ષાથી પર્યાય ગણાય છે બાવીશ જિનના સાધુઓને દીક્ષા લે ત્યારથી પર્યાય ગણાય પિતાદિએ પુત્રાદિની સાથે દીક્ષા લીધી હોય તો થોડો વિલ બ કરીને પણુ પિતાદિને વૃધ્ધ કરવા એમ આચાર છે

(૮) પ્રતિક્રમણુ-આદિઅ તિમ જિનના સાધુઓને ઉભય ટક પ્રતિક્રમણ તથા પાક્ષિક ચાતુર્માસિક અને વાર્ષિક પ્રતિક્રમણુ છે બાવીશ જિનના મુનિઓને કારણુ હોય તો દેવસિક અને રાઈ એમ બેજ જાણુવા

(૯) માસકલ્પ-શ્રી ઋષભવીર જિનના સાધુઓને માસકલ્પ નિયત છે કારણે શાખા, પુર છેવટે ખુણો બદલીને કલ્પ સાચવવો જોઈએ બાવીશ જિનના સાધુઓને કારણુ હોય તો માસકલ્પ વિના પણુ વિહાર કરી જાય અને દોષ અભાવે કઈક ન્યુન ક્રોડ પૂર્વ વર્ષ પણુ એક સ્થળે રહે

(૧૦) પર્યુંપણાકલ્પ-વાર્ષિકપર્વ, તે ભાદરવા શુદપાચમના હતુ, પર તુ સકલ સ ઘે સ્વીકાર્યું જેથી યુગપ્રધાન શ્રી કાલક-સૂરિજી મહારાજથી ચોથેજ જાણુવુ. આ કલ્પ આદિઅ તિમ જિનના સાધુઓને નિયત છે.

આ દશે કલ્પ શ્રી ઋષભદેવ તથા શ્રી મહાવીર દેવના તીર્થમા નિયત છે. જ્યારે બાવીશ જિનના તીર્થમાં શય્યાતર, ચારમહાવ્રત, પુરુષ જ્યેષ્ઠ, અને વ'દન-આ ચાર કલ્પ નિયત છે બીજા અનિયત છે ॥૨॥

પ્રશ્ન–સર્વ જિનના સાધુઓને મોક્ષ સાધ્ય છે છતાં આચારના ભેદ શા માટે ?

ઉત્તર–તથા પ્રકારની જીવની યોગ્યતા એજ કારણ રૂપ છે. કેમકે શ્રી ઋષભદેવ પ્રભુના મુનિઓ ઋજુ અને જડ છે જેથી તેમને ધર્મનો બોધ થવો કઠીન છે. શ્રી મહાવીર પ્રભુના સાધુઓ વક્ર અને જડ છે તેથી તેમને બોધ અને ધર્મનું પાલન દુષ્કર છે. જ્યારે મધ્યમ શ્રી અજિતનાથથી પાર્શ્વનાથ પ્રભુના સાધુઓ ઋજુ અને પ્રાજ્ઞ હોવાથી ધર્મનું જાણપણું અને પાલન સુલભ છે. કેટલાક દૃષ્ટાંતો જુઓ:

**શ્રી ઋષભદેવ તીર્થના દૃષ્ટાંત**–કેટલાક મુનિઓ સ્થંડિલ જઈ ઘણીવારે આવ્યા ગુરુએ પૂછયું. "હે મુનિઓ આટલીવાર કેમ થઈ ?" મુનિઓ કહે, "હે સ્વામી, નાચતા નટને જોવા ઉભા રહેલા." ગુરુએ કહ્યું, "સાધુઓને એ જોવું ન કલ્પે." ફરી કોઈ દિવસે મુનિઓ લાંબા કાળે ઉપાશ્રયે આવ્યા. ગુરુએ પૂછતાં તેમણે કહ્યું, "નટડી નાચતી હતી તે જોવા ઉભા રહેલા." ગુરુએ કહ્યું–"હે મહાભાગ ! તમને નટ જોવાની ના પાડેલી તો નટડી તો રાગનું વિશેષ કારણ હોવાથી નિષેધ કહેવાય." સાધુઓએ કહ્યું, "હે સ્વામી અમે ન જાણ્યું, હવે એમ નહિ કરીએ" અહિં જડ હોવાથી બોધ ન થયો પણ સરલ હોવાથી સરલ ઉત્તર આપ્યો.

(૨) **બીજું દૃષ્ટાંત**–કોંકણના વણિકે દીક્ષા લીધી. એક વખત ઈરિયાવહિયંના કાઉસ્સગ્ગમાં ઘણી વાર લાગતાં ગુરૂદેવે પૂછ્યું "આટલી વાર કાર્યોત્સર્ગમાં શું ચિંતવ્યું ?" મુનિએ કહ્યું:

"સ્વામી, દયા ચિતવી." ગુરુ કહે "કેવી રીતે ?" મુનિએ કહ્યુ "હુ ગૃહસ્થપણામા હતો ત્યારે ચોમાસામા ઘાસ વિગેરે નિંદી નાખતા અનાજ ઘણુ પાકતું મારા પુત્રો આળસુ છે એથી ઘાસ વિગેરે નહિ ઉખેડે તો અનાજ પાકશે નહિ, તેથી એ બિચારાનુ શુ થશે ?" ગુરુએ કહ્યુ "હે મહાભાગ ! તમે દુર્ધ્યાને કર્યું કેમકે એ પાપવિચારો છે" મુનિએ મિચ્છામિ દુક્કડ આપ્યુ

શ્રી મહાવીરદેવના તીર્થના દૃષ્ટાંત (૧) કેટલાક મુનિઓ નટને જોઈ લાંબા કાળે આવતા ગુરુએ પૂછતાં નટ નાચવાનુ કહ્યુ ગુરુએ નિષેધ કર્યો ફરી કોઇવાર નટી નાચતી જોઈ ને આવતા ગુરુએ પૂછતા વક્ર હોવાથી આડાઅવળા ઉત્તર દેવા લાગ્યા અતિશય પૂછ્યુ ત્યારે સાચુ, કહ્યુ ગુરુએ ઠપકો આપ્યો ત્યા એ ગુરુને જ ઠપકો દેતા બોલ્યા, "અમને નટ જોવાની ના પાડી ત્યારે જ નટડીનો નિષેધ કેમ ન કર્યો ? આપ મોટા છો તો આપે જ ધ્યાન રાખવુ જોઈ એ માટે આ દોષ આપનો છે અમને શુ ખબર પડે ?" (૨) બીજુ દૃષ્ટાંત–એક શેઠ પોતાના પુત્રને અનેકવાર શિખામણ આપતાં એકવાર પુત્રે "પિતા વિગેરે સામે ન બોલવુ ?" એવુ પિતાનું શીક્ષા વચન મનમા વક્રતાથી પકડ્યુ એક પ્રસ ગે ઘરમા સર્વ બહાર ગયા હતા ત્યારે પુત્રે વિચાર કર્યો પિતાજી બહુ શિખામણ આપે છે, માટે ખબર લઉં તેણે ડેલીના દરવાજા બ ધ કર્યા સ્વજનો આવતા દ્વાર ઠોકયા પણ પુત્રે બોલ્યા નહિ જવાબ પણ આપ્યો નહિ પિતાએ ભીંત ઓળ ગી અ દર જઈ જોયું

ત્યાં પુત્ર હસતો હતો. પિતાએ ઠપકો આપતાં પુત્ર બોલ્યો. પિતાજી આપેજ કહેલું કે મોટાઓને સામે ઉત્તર ન આપવો.

બાવીશજિન સાધુ દૃષ્ટાંત–કોઈ સાધુઓ નટ જોઈને આવતાં ગુરુએ નિષેધ કર્યો. ફરી નટડી જોઈ તે વિચારવા લાગ્યા. રાગના કારણથી નટ જોવાનું ગુરુદેવે નિષેધ્યું છે. તો નટડી તો વિશેષ રાગનું કારણ છે માટે તે તો સર્વથા નિવારણ કરવા યોગ્ય છે. એમ વિચારી નટીને ન જોઈ.

કોઈ પ્રશ્ન કરે કે બાવીશજિનના સાધુઓ ઋજુ અને પ્રાજ્ઞ હોવાથી તેમની પાસેજ ધર્મ છે. પરંતુ ઋજુજડ એવા પ્રથમજિનના સાધુઓને બોધનો અભાવ હોવાથી તથા વક્રજડ એવા શ્રી અંતિમ જિનના સાધુને પાળવાનું દુષ્કર હોવાથી ધર્મનો અભાવ છે.

એ શંકા બરાબર નથી. પ્રથમ જિનના સાધુઓને ભૂલ થવા છતાં વિશુદ્ધભાવ છે માટે ધર્મ છે. અંતિમ જિનના સાધુઓને ઋજુ અને પ્રાજ્ઞની અપેક્ષાએ અશુદ્ધ ધર્મ છે પરંતુ સર્વથા નથી એમ નહિ, કેમકે કહ્યું છે કે–

जो भणइ नत्थि धम्मो, न य सामाइयं न चेव य वयाइं ।
सो समणसंघबज्झो कायव्वो समणसंघेण ॥

પંચકાળમાં પ્રભુ મહાવીર દેવના તીર્થે ધર્મ નથી. સામાયિક નથી, વ્રતો નથી એમ જો કોઈ કહે તો તેને શ્રમણસંઘે શ્રમણસંઘ બહાર મૂકવો ॥ ૩ ॥

આ દશ પ્રકારનો આચારદોષ ન હોય તે પણ ત્રીજા વૈદ્યના ઓષધ સમાન હિતકારી છે.

કોઈ રાજાએ રાજપુત્રના ભાવિ આરોગ્ય માટે ત્રણ વૈદ્ય બોલાવ્યા. પહેલા વૈદ્યે કહ્યુ "મારુ ઔષધ રોગ હોય તો દૂર કરે અને ન હોય તો દોષ કરે" રાજા કહે, "સૂતેલા સાપને જગાડવા જેવુ તમારું ઔષધ શું કામનુ ?" બીજો વૈદ્ય બોલ્યો· "મારૂ ઔષધ દોષ હોય તો દૂર કરે અને ન હોય તો કોઈ લાભ કે હાની ન કરે" રાજા કહે "રાખોડીમા ઘી હોમવા જેવા તમારા ઔષધથી સર્યું." ત્રીજો વૈદ્ય બોલ્યો "મારુ ઔષધ રોગ હોય તો દૂર કરે અને ન હોય તો શરીરમા સૌન્દર્ય અને વીર્યની તુષ્ટિ તથા પુષ્ટિ કરે છે" રાજાએ કહ્યુ "આ ઔષધ સુદર છે"

એવી રીતે આ દશ પ્રકારનો કલ્પ ત્રીજા વૈદ્યના ઔષધની જેમ દોષ હોય તો દૂર કરે અને ન હોય તો સયમધર્મની પૃષ્ટિ કરે છે ॥૪॥

પર્યુષણ કલ્પમાં કલ્પસૂત્ર વચાય છે કલ્પસૂત્ર સર્વ શાસ્ત્રોમા શિરોમણિ છે કહ્યુ છે કે –

नार्हत परमो देवो, न मुक्ते परम पदम् ।
न श्रीशत्रुञ्जयात्तीर्थं, श्री कल्पान्न पर श्रुतम् ॥

શ્રી અરિહતથી શ્રેષ્ઠ કોઈ દેવ નથી, મુક્તિથી શ્રેષ્ઠ કોઈ સ્થાન નથી, શત્રુજયથી શ્રેષ્ઠ કોઈ તીર્થ નથી તેમ શ્રી કલ્પસૂત્રથી શ્રેષ્ઠ કોઈ શાસ્ત્ર નથી આ કલ્પસૂત્ર સાક્ષાત્ કલ્પવૃક્ષ છે તેમા શ્રી મહાવીર ચરિત્ર બીજ છે શ્રી પાર્શ્વનાથ ચરિત્ર અંકુર છે, શ્રી નેમિનાથ ચરિત્ર થડ છે, શ્રી ઋષભદેવ ચરિત્ર શાખાઓનો છે, સદર્ભ

સ્થવિરાવલી પુષ્પો છે, સમાચારીજ્ઞાન સૌરભ છે અને ફલ તો મોક્ષપ્રાપ્તિ છે

એ કારણથી શ્રી કલ્પસૂત્ર વાંચનથી, વાંચનારને સહાયક બનવાથી તેમજ સંપૂર્ણ સાંભળવાથી વિધિપૂર્વક આરાધેલ શ્રી કલ્પસૂત્ર આઠ ભવમાં મોક્ષસુખ આપે છે એમાં જરાપણ સંદેહ નથી. ॥૫॥

શ્રી જિનશાસનમાં શ્રદ્ધાળુ અને પૂજા પ્રભાવનાદિ કાર્યોમાં તત્પર એવો આત્મા એકવીશ વાર શ્રી કલ્પસૂત્ર સાંભળે તો સંસારસાગરને તરી જાય છે. ॥૬॥

શ્રી કલ્પસૂત્રનો મહિમા એવો મોટો છે કે તેનું વર્ણન કરતાં પાર પામી શકાય નહિ. આ સૂત્રના કર્તા ચૌદપૂર્વધર યુગપ્રધાન શ્રી ભદ્રબાહુ સ્વામીજી છે. તેમણે શ્રી પ્રત્યાખ્યાન-પ્રવાદ નામના નવમા પૂર્વમાંથી દશાશ્રુતસ્કંધના આઠમા અધ્યયન તરીકે ઉદ્ધૃત કરીને શ્રી કલ્પસૂત્રની રચના કરી છે. પૂર્વ ચૌદ છે. તે મહાપ્રમાણવાળાં છે. પહેલું પૂર્વ એક હાથી પ્રમાણ શાહીથી લખાય, બીજું ૨ હાથીપ્રમાણ એમ ત્રીજુ ચાર, ચોથું આઠ, પાંચમું ૧૬, ૬ઠું ૩૨, ૭મું ૬૪, ૮મું ૧૨૮, ૯મું ૨૫૬, ૧૦મું ૫૧૨, ૧૧મું ૧૦૨૪, ૧૨મું ૨૦૪૮, ૧૩મું ૪૦૯૬, ૧૪મું ૮૧૯૨, ચૌદે પૂર્વ મળી ૧૬૩૮૩ હાથીપ્રમાણ શાહીથી લખી શકાય. કહ્યું છે કે :–

मुखे जिह्वासहस्रं स्याद् हृदये केवलं यदि ।
तथापि कल्पमाहात्म्यं, वक्तुं शक्यं न मानवैः ॥

મુખમા કહેવા માટે એક હજાર જીભ આવી જાય, હ્રદયમા કેવલજ્ઞાન પ્રાપ્ત થાય તો પણ મનુષ્યો વડે કલ્પસૂત્રનો મહિમા પૂર્ણ કહી શકાય નહિ ॥૭॥

શ્રી કલ્પસૂત્રમા ત્રણ અધિકાર છે (૧) શ્રી જિન ચરિત્રો, (૨) ગણધરાદિની સ્થવિરાવલી (૩) સમાચારી–સાધુનો આચાર–વ્યવહાર. આ ત્રણે અધિકાર અનુક્રમે શ્રી કલ્પસૂત્રમા કહ્યા છે.

પર્યુષણા કલ્પ આદિઅતિમ જિનના શાસનમા આચાર છે, શ્રી વર્ધમાન સ્વામીના તીર્થમા મગલ રૂપ છે

શ્રી કલ્પસૂત્ર રૂપ મહાશાસ્ત્ર શ્રી ભદ્રબાહુસ્વામીજીએ કહેલ છે તેમા શ્રી જિનચરિત્રોમા પ્રથમ શ્રીમહાવીર સ્વામીનુ ચરિત્ર કહેલ છે

શ્રી મહાવીરસ્વામી ભગવાન ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમા ચ્યવ્યા, ઉત્તરાફાલ્ગુનીમા સહરાયા, જન્મ્યા, સયમ લીધુ અને કેવલજ્ઞાન મેળવ્યુ સ્વાતિ નક્ષત્રમા પ્રભુ મોક્ષમા સિધાવ્યા

શ્રમણ ભગવાન મહાવીર દેવ, પ્રાણત નામના દશમા દેવલોકમા પુષ્પોત્તર નામના શ્રેષ્ઠ દેવ વિમાનમાથી દેવસબધી આયુષ્ય ભવ અને સ્થિતિનો ક્ષય કરીને જબૂદ્વીપ ભરતક્ષેત્રમાં દક્ષિણાર્ધ ભરતક્ષેત્રમા બ્રાહ્મણકુડ નામના નગરમા કોડાલ ગોત્રવાળા ઋષભદત્ત બ્રાહ્મણની જાલધર ગોત્રવાળી દેવાનદા નામની ભાર્યાની કુક્ષીએ પુત્રપણે મધ્યરાત્રિએ ઉત્પન્ન થયા. અષાઢ સુદ છઠ્ઠ નો એ દિવસ હતો. એ સમયે આ અવસર્પિણી

કાલના સુષમસુષમ, સુષમ, સુષમદુઃષમ, એ ત્રણ આરા ચાલ્યા ગયા હતા. અને દુઃષમસુષમ નામનો ચોથો આરો ઘણો ચાલ્યો ગયો હતો. તેના પંચોત્તેર વર્ષ અને સાડા આઠ માસ બાકી હતા.

આરા ૭ છે. અવસર્પિણી કાળના ૭ આરામાં ૧લો આરો ૪ કોડાકોડી સારગોપમનો; બીજો આરો ત્રણ કોડાકોડી સાગરોપમનો, ત્રીજો આરો બે કોડાકોડી સાગરોપમનો, ચોથો આરો બેંતાલીશ હજાર વર્ષ ન્યૂન એક કોડાકોડી સાગરોપમનો, પાંચમો આરો એકવીશ હજાર વર્ષનો અને છઠ્ઠો આરો એકવીશ હજાર વર્ષનો.

જે સમયે પ્રભુ શ્રી દેવાનંદાની કુક્ષીને વિશે ગર્ભપણે ઉત્પન્ન થયા તે સમયે એ દેવાનંદા બ્રાહ્મણી અર્ધ સૂતી ને અર્ધ જાગતી એવી સ્થિતિમાં પ્રશસ્ત, કલ્યાણને કરનારા ઉપદ્રવને હરનારા, ધન્ય અને મંગલને કરનારા ચૌદ મહાસ્વપ્ન જોઈને જાગ્યા તે ચૌદ સ્વપ્ન આ પ્રમાણે છે.

પહેલે સ્વપ્ને સિંહ, બીજે હસ્તિ, ત્રીજે વૃષભ, ચોથે લક્ષ્મીદેવી, પાંચમે ફુલની માળા છઠે ચન્દ્ર, સાતમે સૂર્ય, આઠમે ધ્વજ, નવમે પૂર્ણકલશ, દશમે પદ્મ સરોવર, અગ્યારમે રત્નાકર, બારમે દેવવિમાન, તેરમે રત્નનો ઢગલો, ચૌદમે નિર્ધૂમ અગ્નિ.

શ્રી દેવાનંદા બ્રાહ્મણી ઉત્તમ ચૌદ મહાસ્વપ્ન જોઈને જાગ્યા અને તે સ્વપ્નાઓનું સ્મરણ કરતાં ઋષભદત્ત બ્રાહ્મણ પાસે આવી કહ્યું, "હે સ્વામી, આજે મધ્ય રાત્રિએ મેં ચૌદ મહાસ્વપ્ન જોયા છે તે આ પ્રમાણે છેઃ સિંહ, હસ્તિ, વૃષભ,

લક્ષ્મી, ફુલની માળા, ચન્દ્ર, સૂર્ય, ધ્વજ, પૂર્ણકલશ, પદ્મ-સરોવર, રત્નાકર, દેવવિમાન, રત્નનો ઢગલો અને નિર્ધૂમ અગ્નિ. હે સ્વામી, આ ઉત્તમ સ્વપ્નાઓનું શું ફળ મળશે?"

ઋષભદત્ત બ્રાહ્મણે દેવાનંદનું કહેવું સાંભળ્યું. સ્વપ્નાઓનું અવધારણ કર્યું અને પછી પોતાની વિદ્યાશક્તિ અનુસાર તેનું ફલ કહે છે, "હે દેવાનુપ્રિય, તમે જે ચૌદ સ્વપ્ના જોયા છે તે ઘણાં ઉત્તમ સ્વપ્ના છે. તમને એ સ્વપ્નાથી સૂચિત મહાન પુત્રરત્ન પ્રાપ્ત થશે. અર્થ, ભોગ વૈભવ અને સુખનો તમને ઉત્તમ લાભ થશે. ગર્ભસ્થિતિ પૂર્ણ થયે તમે લક્ષણ અને વ્યંજનથી યુક્ત તેમજ ઉત્તમ કાંતિ અને દેહના પ્રમાણવાળા પુત્રને જન્મ આપશો."

છત્ર, ચામર વિગેરે લક્ષણો કહેવાય છે. શ્રી તીર્થંકર-દેવને એક હજાર અને આઠ લક્ષણ હોય છે. ચક્રવર્તીને પણ તેટલાં લક્ષણ હોય છે, વાસુદેવ અને બલદેવને એકસો આઠ લક્ષણ હોય છે. અને બીજા કોઈ ભાગ્યવાન પુરુષને બત્રીસ લક્ષણ હોય છે. તે આ પ્રમાણે છે:-

છત્ર, કમળ, ધનુષ્ય, રથ, વજ્ર, કાચબો, અંકુશ, વાવ, સાથીઓ, તોરણ, સરોવર, સિંહ, વૃક્ષ, ચક્ર, શંખ, ગજ, રત્નાકર, કળશ, પ્રાસાદ, માછલું, યવ, યજ્ઞનો થાંભલો, સ્તૂપ, કમંડલુ, પર્વત, ચામર, અરીસો, બળદ, ધજા, લક્ષ્મીને અભિષેક, માળા અને મયૂર એ બત્રીશ લક્ષણો છે.

બીજી રીતે બત્રીશ લક્ષણો આ પ્રમાણે છે.

નખ, પગના તળિયા, હાથ, જીભ, ઓષ્ટ, તાળવું અને આખના ખૂણા એ સાત લાલ રંગના હોય; કાખ, હૃદય, ગરદન, નાસિકા, નખ અને મુખ એ છ ઉન્નત હોય, દાત, ચામડી, વાળ, આગળીના પર્વ, અને નખ એ પાચ પાતળા હોય, નેત્ર, હૃદય, નાક, હડપચી અને અને ભૂજા એ પાચે દીર્ઘ હોય, કપાળ, છાતી અને મુખ એ ત્રણ વિશાળ હોય, કંઠ, જંઘા અને પુરુષ ચિન્હ આ ત્રણ લઘુ હોય અને સત્ત્વ (પરાક્રમ), સ્વર અને નાભિ એ ત્રણ ગંભીર હોય. આ પ્રમાણે પણ બત્રીશ લક્ષણો જાણવા

શરીરનો અર્ધો ભાગ અથવા તો સંપૂર્ણ મુખ કહેવાય છે મુખમા પણ નાસિકા શ્રેષ્ઠ છે અને નાસિકા કરતા પણ ચક્ષુ શ્રેષ્ઠ છે જેવી આખો હોય તેવુ શીલ હોય, જેવી નાસિકા હોય તેવી સરળતા હોય, જેવુ રૂપ હોય તેવું ધન હોય, જેવું શીલ હોય તેવા ગુણ હોય છે અતિ ટૂંકામાં, અતિ લાંબામાં, અતિ સ્થૂલમાં, અતિ કૃશમાં, અતિ શ્યામમા, અતિ ઉજ્જ્વળમા એ છમા સત્ત્વ રહેલું છે.

જે સારા ધર્મવાળો હોય, ભાગ્યશાળી ને નીરોગી હોય, જેને સારા સ્વપ્ન આવતાં હોય, નીતિવાળો હોય, કવિ હોય તે મનુષ્ય પોતાને દેવલોકમાથી આવેલો અને ફરી સ્વર્ગમાં જવાનુ સૂચવે છે જે નિષ્કપટ હોય, દયાવાન હોય, દાન દેનાર હોય, જિતેન્દ્રિય હોય, ચતુર હોય, સદા સરળ હોય તે પોતાને મનુષ્યપણામાથી આવેલો અને ફરી મનુષ્યપણે ઉત્પન્ન થવાનુ સૂચવે છે. કપટ,

લોભ, ભૂખ, આળસ, ઘણું ભોજન, વગેરે ચેષ્ટાઓ જેનામાં હોય તે પોતાને તિર્યંચપણામાંથી આવ્યાનું અને ફરી ત્યાં જવાનું જણાવે છે. રાગી, સ્વજન પ્રત્યે દ્વેષ કરનાર, ખરાબ વચન બોલનાર, મૂર્ખની સોબત કરનાર જણાવે છે કે તે નરકમાંથી આવ્યો છે અને નરકમાં જશે.

મનુષ્યને જમણા ભાગમાં આવર્ત શુભ છે, ડાબે ભાગે અશુભ છે. એ સિવાય બીજે સ્થળે મધ્યમ જાણવો.

જે માણસની હથેલી રેખાઓ વિનાની હોય, કે બહુ રેખાવાળી હોય તે માણસ અલ્પ આયુષ્યવાળો, નિર્ધન અને દુઃખી થાય છે. હાથનું તળિયું લાલ હોય તો ધનવાન, લીલું હોય તો દારૂડીયો, પીળું હોય તો પરસ્ત્રીલંપટ, શ્યામ હોય તો નિર્ધન થાય. પુરુષનો હાથ સ્વાભાવિક કઠિન હોય અને સ્ત્રીનો હાથ કોમળ હોય તો સારો. હાથનું તળિયું ઊંચું હોય તો દાતાર, ઊંડું હોય તો નિર્ધન, વાટકા જેવું ગોળ અને ઊંડું હોય તો ધનવાન થાય. પુરુષનો જમણો હાથ અને સ્ત્રીનો ડાબો હાથ દેખવો.

અંગુઠાની બાજુની આંગળી તર્જની કહેવાય. સૌથી મોટી મધ્યમા, તેની બાજુમાં અનામિકા અને સૌથી નાની કનિષ્ઠા યાને ટચલી આંગળી કહેવાય છે. ટચલી આંગળી અનામિકાના છેલ્લા પર્વ કરતાં મોટી હોય તો ધનવાન થાય અને તેનો મોસાળપક્ષ મોટો હોય.

કાંડું અને હથેલી વચ્ચેના સાંધાને મણિબંધ કહેવાય. મણિબંધ અને ટચલી આંગળી વચ્ચેનો ભાગ કરભ

કહેવાય મણિબંધથી પિતૃરેખા અને કરભથી વૈભવની તથા આયુષ્યની રેખાઓ નીકળી અંગુઠા અને તર્જની એ બેની વચ્ચે જાય છે આ ત્રણે રેખાઓ પૂર્ણ અને દોષરહિત હોય તો તેમના ગોત્ર, ધન અને આયુષ્ય પૂર્ણ જાણવા. આયુષ્યની રેખા જેટલી આંગળીઓથી આગળ વધે તેટલા પચીશ પચીશ વર્ષનુ આયુષ્ય જાણવુ એક આંગળી ઓળગે પચીશ, બીજી ઓળગે પચાશ, ત્રીજી ઓળગે પચોતેર, ચાર ઓળગે સો વર્ષનુ આયુષ્ય જાણવુ. અગુઠાના મધ્ય ભાગમા જવ હોય તો વિદ્યા, ખ્યાતિ અને વભવ પ્રાપ્ત થાય છે, એ જવ જમણા હાથમા હોય તો તેનો જન્મ શુકલ પક્ષમા થયો છે એમ જાણવુ લાલ આંખવાળાને સ્ત્રી ત્યજતી નથી, પીળી આખવાળાને ધન છોડતું નથી, દીર્ઘ હાથવાળાને ઐશ્વર્ય-વૈભવ છોડતું નથી અને માસથી પુષ્ટ દેહવાળાને સુખ છોડતુ નથી આખમા ચિકાશ હોય તો સૌભાગ્ય સાપડે, દાતની ચિકાશથી ભોજન મળે, દેહની ચિકાશથી સુખ થાય અને ચરણની ચિકાશથી વાહન મળે છાતી વિશાળ હોય તો ધનધાન્યનો ભોગી થાય, મસ્તક વિશાળ હોય તો રાજા થાય, કેડ વિશાળ હોય તો ઘણા પુત્ર અને સ્ત્રીઓવાળો થાય, ચરણ વિશાળ હોય તો સદા સુખી થાય.

હે દેવાનુપ્રિય, આ બાળક ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ એ ચારે વેદને ઇતિહાસ અને નિઘંટુનામમાળા સહિત, અગ-ઉપાંગ સહિત ધારણ કરશે વેદનો

સ્મારક, વારક, ધારક થશે. શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, જ્યોતિષ અને નિરુક્તિ એ અંગોનો જાણકાર થશે. એ અને બીજા પણ શાસ્ત્રો તથા બ્રહ્મકર્મ વિષે નિપુણ થશે.

આ પ્રમાણે ઋષભદત્ત બ્રાહ્મણ પાસેથી સ્વપ્નનું ફળ સાંભળી, દેવાનંદા બ્રાહ્મણી હર્ષિત થઇ અને એ અર્થનો સ્વીકાર કરી પોતાની શય્યામાં જઇ એ સ્વપ્નાઓનું અને દેવનું સ્મરણ કરતાં રાત્રિ પસાર કરે છે. ॥૮॥

જે સમયે શ્રમણ ભગવાન મહાવીર દેવ ચ્યવ્યા તે સમયે દેવોના રાજા શ્રી સૌધર્મેન્દ્ર પ્રથમ દેવલોકમાં, સૌધર્માવતંસક વિમાનને વિશે દિવ્ય સુખને ભોગવતા અને અવધિજ્ઞાનથી જંબૂદ્વીપને જોતા વિહરે છે. એ શક્રેન્દ્રનું નામ શતક્રતુ પણ છે. હાલના શક્રેન્દ્ર પૂર્વભવમાં કાર્તિક નામે શેઠ હતા. તેમણે શ્રાવકની પાંચમી પ્રતિમા સો વખત વહન કરી હતી, એથી શતક્રતુ કહેવાયા. ઇન્દ્રપણામાં તેમનું શતક્રતુ નામ પણ પ્રસિદ્ધ થયું. કાર્તિક શેઠનો સંબંધ આ પ્રમાણે છે:—

પૃથ્વીભૂષણ નગરમાં પ્રજાપાલ નામનો રાજા હતો. ત્યાં કાર્તિક નામના શેઠ હતા. જિનેશ્વરના ધર્મના એ આરાધક હતા. શ્રાવકની અગ્યાર પડિમા કહેવાય. કાર્તિક શેઠ એ પડિમાઓનું વહન કરતા હતા. તેમણે પાંચમી પ્રતિમા એક સો વાર વહન કરી તેથી તેમનું નામ શતક્રતુ પ્રસિદ્ધ થઈ ગયું. એક વાર એ પૃથ્વીભૂષણ નગરમાં ગૈરિક નામનો પરિવ્રાજક આવ્યો. માસઉપવાસી